# નવીન વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મીસ્ત્રી. લાલજીપીતાંબર જુનાગઢ

અમદાવાદ આર્યોદય પ્રેસ.

સને ૧૮૯૦.

# નવીન વાર્તા.

એક જુનાગઢ જેવા શેહેરમાં એક મનુષ્ય રહેતો હતો. તે સાધારણ પૈસાવાળો અને આબરૂદાર હતો. તેને એક છોકરો અને એક છોકરી એમ બે ફરજંદ હતાં. તે બન્ને, ઘણા ચાગલાં અને અટકચાળાં હતાં, અને પોતે ઘણો ગરીબ અને નર્મ સ્વભાવનો હતો, અને તેની સ્ત્રી ઘણીજ જોરદાર અને તેજ સ્વભાવની હતી. તેથી કરીને સ્ત્રી પાસે પોતાનું કાંઇ પણ ચાલતું નહોતું. તેમ—તેને કાંઈ પોતાથી કહી શકાતું પણ નોહોતું. તેથી સ્ત્રી ઘરનો તમામ વૈવટ ચલાવતી હતી. પોતે કારખાનામાં નોકર હતો. તેથી દર મહીને જે પગારના રૂપીયા આવતા હતા તે પણ સ્ત્રીના હાથમાં આપતો હતો. સ્ત્રીમાં લોભનો ગુણ હોવાથી પોતાના ધણીના પગારના રૂપીયા સાચવી રાખતી અને પોતે કામકાજ કરવામાં જોરાવર અને બાહાદુર હોવાથી કોઈના મણ બે મણ દાણા પીસી

પણ જાતની મેહેનત મજુરી કરીને ઘરનું ગુજરાન ચલાવતી હતી. એટલે પગારનો પૈસો સારી રીતે ભેગો થઇ જવાથી પોતાને રેહેવા સારૂ ઘર નોહોતુ, તે પૈસામાંથી ઘર *જેટલી જમીન વેચાતી લેઇ તેમાં—મનગમતા પરજીઆ ઘાટના ઓરડા ઓસરી ફળીઆ વીગેરે બનાવ્યું. તે ઘર ચણાતી વખ્તે મજુરની અવેજીમાં પોતે જાતથી કામ કરતી હતી, તે કારણથી તે ઘર થોડા પૈસામાં તૈયાર થઇ ગયાં હતાં. તે ઘરમાં—કોણ જાણે કેવા નક્ષત્રમાં વાસ્તુ કરવાથી, તે ઘરનો આશરે ચારક વર્ષનો ભોગવટો લઇ સ્ત્રી મરણ પામી. તે વખતે ઉપર લખેલાં બન્ને છોકરાં નાના અને અણુસમજુ હતા. તેના કમ નશીબે તેની મા ગુજરી જવાથી, તેના બુરા હાલ થવા લાગ્યા. કારણ કે તેનો ગરીબ બાપ તેને ઘર આગળ મુકી પોતાની બેનને ત્યાં મામેરૂ લઈને ગયો અને ત્યાં તે માંમેરૂ આપી પાછો

ઘર તરફ આવતો હતો. તેવામાં પોતાનુ બીમાર થૈ જવાથી એક વાંઝા દરજી જેવાનું ઘોડુ રૂપીયા બે ઠરાવી ભાડે કર્યું. તે ઉપર સ્વાર થઈ ચાલતાં–રસ્તામાં ઘોડાને ઠોકર લાગવાથી, ઘોડાનો પગ ભાંગી ગયો તેથી ઘોડો નહીં ચાલવાથી પાછો દેવાનો વીચાર કરી તે ઘોડાના ધણીને બોલાવ્યો અને તેને થોડા ભાડા સાથે ઘોડો પાછો લઈ જવાનું કહ્યું. તે ઘોડાને માલીકે કબુલ નહીં રાખતાં જવાબ આપ્યો કે એકતો ઘોડાનો પગ ભાગી નાંખ્યો અને બીજું ભાડું પણ ઠરાવ પ્રમાણે આપવાની ના પાડોછો. એ મારાથી ખાતર ઉપર દીવો નહીં થાય. હુંતો ભાડું પૂરેપૂરૂ લઇશ. ત્યારે પેલા મનુષ્યે જવાબ (ઉત્તર) આપ્યો કે—મેં તારા ઘોડાનો જાણી જોઇને પગ ભાંગ્યો નથી. ચાલતાં ઠોકર લાગવાથી ભાંગી ગયો છે. તેથી હું અને ઘોડો ઠરાવ પ્રમાણે. માહારા ઘર સુધી જઈ શકયા નથી. માટે મારાથી

ઉર શી રીતે અપાય. એ રીતે ભાડા માટે ના વચમાં તકરાર ચાલવાથી, ઘોડાવાળો તો ઘોડાનો પગ ભાંગીગયેલો જોઈ પેહેલાંથીજ ક્રોધાયમાન થઈ રહેલો હતો, તેવામાં ભાડા વીશેની તકરાર થવાથી, તે વધારે ક્રોધના આવેશમાં આવી, ગરીબ મનુષ્યને માર મારી બેભાન કરી નાંખ્યો, અને પોતે ત્રણપગા ઘોડાને દોરી પોતાને ઘેર ચાલ્યો ગયો. મારમારેલા મનુષ્યને કાંઇ ભાંન આવવાથી, ઘણી મહેનતે જેમ તેમ કરી પોતાને ઘેર પોહોચ્યો. પણ બીમારી અને મારની એમ બંનેની અસરથી, થોડા રોજ દુઃખ ભોગવી મરણ પામ્યો. માહારા પ્યારા મીત્રો આ બન્ને માણસ ટુંકા વિચારના હોવાથી, તેનું આ પરીણામ આવ્યું. જો તે મનુષ્યે ઘોડાનો પગ ભાંગી ગયો તેથી ઘોડો નકામો થવાથી ઘોડાના માલીકને ઘોડાની કીમત જેટલું નુકશાન થયું, એવો લાંબો વીચાર કરીને, તેને ભાડાના પૈસા પુરેપુરા

ચુકાવી દીધા હત તો આવું પરીણામ આપ
તેમ ઘોડાના ધણીએ પણ ઘોડાનો પગ જાણીજોઇ
તે મનુષ્યે ભાગેલ નથી તેમ ઘોડાને તે ઠરાવ પ્રમાણે
પોતાના ઘર સુધી લઇ ગએલ નથી, ત્યારે તે પુરેપુરૂ
ભાડુ શી રીતે આપે. એવો લાંબો વીચાર કરી જો-
યો હત તો પણ આવું પરીણામ આવત નહીં. માટે
વાંચનારા માહારા વહાલા મીત્રો, દરએક જાતનું કા-
મકાજ કે વાતચીત, કે તકરાર લાંબો વીચાર કર્યા વી-
ના કરશો નહીં. એમ મહારી ભલામણ છે. ટુંકા વીચાર-
થી કેવાં માઠાં પરીણામ આવેછે. તેનો આ એક
આબેહુબ બનેલો દાખલો, વાંચનારાની શેવામાં
મુકી, આગળ વાત ચલાવું છઊં. તે બન્ને બાઇ
બેન માબાપ ગુજરી જવાથી નીરાધાર થઈ ગયાં,
અને તે નાની ઉમરનાં અને અણસમજુ હોવાથી
તેના માબાપની મીલકત સાચવવાનુ કે સંભાળવાનું
તેનામાં ભાન નોહોતું તેથી તેના બાપ તરફના સ-

તં મીલકત સાચવી સંભાળી લેવા માટે નકઠાં થયાં. અને તગામ મીલકત સંભાળી લઈ એવા ઠરાવ કર્યો કે, આ તગામ મીલકત તેના નજીકના કોઇ આબરૂદાર સગાને સોંપવી. તે ઉપરથી ઘર, હાટ, વીગેરે સોના રૂપાના દાગીનાની એક કાગળગાં નોધ કરી, છોકરાંના મોહોટા બાપાને તે નોંધ પ્રમાણે તગાગ મીલકત સોંપવાગાં આવી. તે બાદ છોકરી કોઈ જાતની બીમારીના સબબથી ગરણ પામી. એટલે ફકત એક છોકરો વાંસે રહ્યો. તે છોકરો ઘણો અટકચાળો અને ચાગલો હોવાથી તેને કોઇ સાચવવાની હામી ભણતું નહોતું. તેવાગાં તેના ગામાએ આવી હામી ભણી છોકરાને પોતાને ઘેર તેડી ગયો. છોકરો એવો તો કગનશીબ કે, તેનો ગામો પણ ગરણ પામ્યો. ગાગાને ત્યાં છોકરાંની માની રૂપાની કાંબીની જોડ ૧ રૂ ૭૫ ની કીમતની હતી. તે છોકરાની પોખાઇ બદલ તેની ગામીએ

ગાળી કાઢી. તેનો પતો પણ લાગ્યો બે ઓરત હતી. પણ બન્નેને કાંઇ સંતાન મામીઓથી છોકરો નહીં સચવાવાથી છોકરાને આપી. તેથી છોકરો તેના પીત્રાઈ સગાને ઘેર જઇ રહ્યો. પણ તે પીત્રાઈની ઓરત બીમારીના સબબથી ખાટલે પડી હતી. તેનો તમામ ગોલાપો છોકરાને કરવો પડતો હતો તેથી છોકરો હમેશાં તેનું નીચ કામ કરી કરીને કંટાળી જવાથી કજીઓ કરી જુદો થયો. તે વખતે તેની પાસે કાંઇ પણ પૈસા નોહોતા

તેથી થોડા દીવશ તો, ખાવા પીવાને માટે બહુજ દુઃખી થયો. પણ પછે તેના બાપની આબરૂને લીધે, શેહેરના વેપારીઓ તેને ખાવા વીગેરેનો સરસામાન, ઉધાર આપવા લાગ્યા. અટલે ત્યાંથી ઉધાર સામાન લાવીને, ખાઇ પીઈને બાવાઓની જગ્યામાં પડયો રહેતો. પણ પોતાના બાપદાદાનો ધંધો શીખતો નહી. જો શીખ્યો હોત તો તેને આગળ ઉપર

.જ ઉપયોગી થઇ પડત. માબાપ વીના
. તેને માથે કોઈનો અંકુશ નહી રહેવાથી
. લોકોની સોબતમાં લપટાઈ ખાવકણુ થઇ ગયો
તથી શેહેરના વેપારીઓનુ ૩૦૦) કોરીના આશરાનુ
કરજ થઈ ગયું. તે કરજ ક્યાથી આપવું. તે વીચાર-
માં પડી ગયો. તે ઉપરથી તેની નજર—સોના રૂપાના
દાગીના વીગેરે માલમતા જે પોતાના મોટા બાપાને
ઘેર પડી હતી તે ઉપર ગઈ. કે તે માલમતા તેની
પાસેથી લઇને વેચી તેમાંથી કરજની કોરી ૩૦૦)
ચુકાવી આપું. પણ તેના મોહોટા બાપાએ એ છો-
કરાની નાની ઉમર અને બીજી તેની સોબત ખરાબ
તેથી કરીને માલમતા આપવાની ના પાડી, તેમ ઘર
હાટ વીગેરેનો કબજો પણ તેના મોટા બાપાનો એટલે
છોકરાનો વીચાર કાંઇ પાર પડ્યો નહી, અને કર-
જદારો બહુજ મુઝવવા લાગ્યા તેથી બીજો વીચાર ન
સુજ્યો પણ તે શેહેરના દીવાન સાહેબ પાસે ફરીયાદ

કરવાનો વીચાર સુજ્યો. તે ઉપરથી દીવાન
ફરીયાદ કરવા સારૂ ગયો પણ બોલવાની સ.
હોવાથી બોલી શકે નહી. એટલે પાછો ઘેર આવે.
એમ ત્રણ ચાર રોજતો નકામા ધક્કા ખાધા. પછે
દીવાન સાહેબના કારકુનને તે વાત કરી તથા કારકુને
તેને સાંઝરે દીવાન સાહેબ પાસે અરજ કરવા આવ-
વા માટે કહ્યું તે પ્રમાણે તે સાંઝરે દીવાન સાહેબ-
ની રૂબરૂ અરજ કરવા માટે ગયો તે વખતે પણ
તે બોલી નહી શકવાથી રોવા લાગ્યો. તે જો-
ઇ દીવાન સાહેબે પુછ્યું કે આ છોકરો શા-
માટે રોવેછે. ત્યારે પેલા કારકુન ત્યાં હાજર હો-
વાથી, તેણે તે છોકરાના દુઃખની વાત દીવાન સાહે-
બને કહીબતાવી. કે આ છોકરો માબાપ વગરનો છે
અને તે બહુ દુઃખી છે. તેની માલ મીલકત તેના મો-
હોટા બાપે દબાવી દીધીછે. અને તે મારી કાઢવા
સબબથી તે માલ મીલકત આ છોકરાને આપતો

..ત ઝાહેર કરવા ઉપરથી દીવાન સાહેબે હુ-
. કર્યો કે જે માલ મીલકત તથા ઘર હાટ વીગે-
રે હોય તે તેના કબજામાં સોંપાવી આપો. તે ઉ-
પરથી હાકીસના માણસોએ તે છોકરાના મોહોટા
બાપાને બોલાવી દીવાન સાહેબના હુકમ પ્રમાણે
છોકરાને તેની માલમીલકત તથા ઘરહાટ સોંપી દેવા
માટે કહ્યું, તેથી છોકરાના મોહોટા બાપાએ તેનાં
સગાં વાહાલાં તથા નાતીલાને ભેગા કરી બનેલી હ-
કીકત સરવે કહી બતાવી કહ્યું કે ઘર હાટનો કબજો
હાલમાં સોંપવા તૈયાર છઉં. પણ માલમીલકત તો
છોકરો ઉંમર લાયક થાશે ત્યારે સોંપીશ. તે વાત ભે-
ગા થએલાં તમામને વ્યાજબી જણાતાં છોકરાને તેઓ-
એ સમજાવવાથી છોકરાએ પણ તેવાત મંજુર કરી કહ્યું
કે હું સાચવવા જેવડો ઉમર લાયક થઇશ ત્યારે તે
લકત સંભાળી લઈશ પણ હાલ મને મારા ઘર હા-
. કબજો તો સોંપો એટલે. તેના મોહોટા બાપાએ તેને

તેના ઘર હાટનો કબજો સોંપ્યો. અને ..
ઉંમર લાયકનો થએથી સોપવા ઠરાવ્યું તે પછાં ..
સગાંવહાલાં અને નાતીલાં પોત પોતાને ઠેકાણે ગયાં
આ જગ્યાએ વાંચનારાઓને ઇસારો કરવાની જરૂર પડે
છે કે છોકરાએ દીવાન સાહેબ પાસે પોતા તરફથી
એમ ઝાહેર કરાવેલ છે કે. "મહારી મીલકત મારા
મોટા બાપાએ દબાવી દીધી છે અને તે ગાળી કા-
ઢવાના સબબથી મને આપતા નથી." આ પ્રમાણે
આ વાત લખનાર તે છોકરાના મોહોટા બાપ ઉપર
દોષ મુકી શકતો નથી. કારણ કે છોકરો ઉંમર લાયક
થયા પછી. પોતાની માલ મીલકત તથા ઘર હાટ પો-
તાના મોટા બાપ પાસેથી લેવા ગયો હોય અને તે
વખતે તેના મોટા બાપે સોંપવાની ના પાડી હોત
તો તેના ઉપર મીલકત દબાવી ગાળી કઢવાનો દોષ
મુકી શકાય પણ આતો છોકરો ઉમર લાયક થયા પહેલાં
કોઈ હલકા માણસની શીખવણીથી અથવા કરજદા-

.ાથી પોતાને કોઇ જાતનો ધંધો નહીં
.ાથી અને ખરાબ સોબતને લીધે ખાવકણુ થઇ ગએલ હોવાથી પૈસા વગર ગનગગતુ ખાવાનુ નહી ગળવાથી પોતાની મીલકત મોહોટા બાપા પાસેથી લેવા ગએલ પણ તેના મોહોટા બાપાને તેના લક્ષણ જાણવાગાં આવવાથી નાની ઉંગરગાં મીલકત સોંપવાની ના પાડી તે ઉપરથી છોકરાએ ખોટી રીતે દીવાન સાહેબ પાસે ફરીયાદ કરી. પોતાના મોટા બાપાની ફજેતી કરેલીછે. ગાટે આગાં ખરેખરો વાંક છોકરાનો જોવામાં આવે છે. એના મોટા બાપાનો વાંક બીલકુલ જોવાગાં આવતો નથી. તે વાંચનારાઓને જાણુવા સારૂ લખી વાત પાછી ચાલતી કરૂં છઉં. તે છોકરાના હાથગાં ઘર હાટનો કબજો આવવાથી તેના ભાડાની કોરી ભેગી કરી ૩૦૦) કોરીનું જે કરજ હતું તે ચુકાવી આપ્યું. અને પાછો ઉધાર લેવાનો વેહેવાર ચાલતો કર્યો પણ હવે શું ધંધો કરવો તે વીશે વીચાર કરી જોયો

તો તેનો ધંધો તો તે શીખેલ નથી, માટે ધંધાની દુકાન માંડી ગુજરાન ચલાવવું પણ દુકાન માડ-વા માટે મુડીની કોરી એક નહોતી, તેથી ઘર ઉપર ૨૦૦) કોરી વ્યાજુ લઈ દુકાન માંડી વેપાર ચાલતો કર્યો. તેમાં થોડી ઘણી કમાણી પણ થઈ. પરંતુ છોક-રો ઘણોજ ખાવકણ હોવાથી સર્વે મુડી તથા કમાણી ખાઇ ગયો. મુડીની ૨૦૦) કોરી જે ધણી પાસેથી ઘર ઉપર વ્યાજુ લીધી હતી. તે ધણી કોરી પાછી લેવા ઉતાવળ કરવા મંડયો તેથી બીજા પાસેથી ઘર ઉપર ૧૨૦૦) કોરી વ્યાજુ લેવી પડી તેમાંથી ૨૦૦) પ્રથમ ઘર ઉપર જે ધણીની લીધેલ તે ધણીને પાછી આ-પી અને ૧૦૦૦ કોરી બાકી રહી તે દુકાનની મુડીમાં નાખી પાછી દુકાન ચાલતી કરી. પણ ઝાઝી કોરી દેખી છોકરો હમેશાં ત્રણ ત્રણ કોરી ઉડાવવા લાગ્યો. એટલે એક વર્ષની અંદરમાં મુડીમાં ટોટો આવ્યો અને દુકાન ઉપાડવી પડી. માટે પ્રીય મીત્રો આ છોકારા જેવા જે

વકણુ અને ઉડાઉ થશે તે આવી વલ્લેને પાત્ર નથી. માટે આ દાખલાનો ધડો લઈ કોઈ પણ છોકરાએ કે બીજાએ ખવકણુ કે ઊડાઉ થવું નહીં એમ મારી વીનંતી છે. હવે પહેલાં છોકરાએ પોતાના ઘર ઉપર દુકાન માંડવાની મુડી સારૂ ૧૨૦૦) કોરી વ્યાજુ લીધેલ તે પોતે ખાવા વીગેરેમાં ઉડાવી નાખી હવે તે. ૧૨૦૦) કોરી તે ધણીને કયાંથી દેવી, તે વિષે તે છોકરો હમેશાં વીચાર કરતો હતો. તેવામાં એક રોજ એવો વીચાર આવ્યો કે હવે હું ઉમર લાયક થયો છઉં; માટે માહારી માલમીલકત જે માહારા મોહોટા બાપાને ત્યાં પડી છે, તે હું ત્યાંથી લઈ આવું અને તેમાંથી થોડી ઘણી વેચી. ઘર ઉપર જે ૧૨૦૦) કોરી વ્યાજુ લીધેલ છે તે ભરી દઈ ઘર છોડાવી લઊં.—એવો વીચાર નક્કી કરી—છોકરો પોતાના મોટા બાપાને ઘેર ગયો અને પોતાની મીલકત મળવાની માગણી કરવાથી તેના મોટા બાપાએ તેની

તમામ મીલ્કત કાગળમાં કરેલી નોંધ પ્રમાણે સોંપી દીધી. છોકરાના મોહોટા બાપાની કેવી પાકદાનત: નહીંતો માયા દેખીને મોટા મોટા માણસોના મન ડગી જાય છે, પણ આ માણસનુ મન માયા દેખી જરા પણ ડગ્યું નહીં. એ ખાતે તેને સાબાસી આપવી ઘટેછે. અને છોકરાએ તેની ખોટી ફજેતી કરી તેથી તેને ઘણો ધીટકાર અને ધીકાર આપવો ઘટેછે: માટે તમામ માણસોએ પાક દાનત રાખવી. તે આ દુનીયામાં સૌથી ઉત્તમ છે. એમ લખનાર લખી, તે છોકરાની વાત પુરી કરવા ઉપર આવે છે કે, તે છોકરે તમામ મીલ્કત સંભાળી લઇ. તેમાંથી થોડી ઘણી મીલ્કત વેચીને ૧૨૦૦) કોરી ભરીને ઘર છોડાવી લીધુ. બાકી મીલ્કત વેચી ખાવાનું શરૂ કર્યું અને ઘર હાટ ઘરેણે મુકવાની કે વેચી નાખવાની તૈયારીમાં હતો. તે પોતાના બાપદાદાનો ધંધો શીખ્યો નહીં તેમ બીજો ધંધો કરવાનું તેને સુજતુ નહી. માટે તેવા માણસ

રણુ જાતનો ધંધો કરી ન કમાયતો તેના બાપ- દાદાની મીલકત કેટલી મુદત સુધી પોહોચશે, અને તે થઇ રહ્યા પછી તેની શી દશા થાય તેનો વીચાર વાંચનારાઓને કરવાનુ સોંપી આ વાત બંધ કરૂ છઊં.-

